# આપણાં ગામડાંના ખેડુતોની ઉન્નતિ કેમ થાય?

---

લેખક.

છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી.

# આપણાં ગામડાંના ખેડુતોની ઉન્નતિ

આપણા દેશમાં જે ગરીબાઇ તથા હીનતા છે તેનાથી કોણ ? સમયની આબાદી તથા સમૃધ્ધિ આપણાં પાપથી રીસાઇ જાણે નિ ત્યાગ કરી ગઇ હોય એમ જણાય છે. આગ લાગેલા ઘરમાંના લોક જે આમ તેમ દોડે તેમ આપણા દેશના લોક પોતાની દુઃખપૂર્ણ સ્થિ ફાંફાં મારે છે; પણ જેમ પાંજરામાં પુરેલું પંખી ગમે તેમ તરફ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકતું નથી તથા તેના સર્વ પ્રયત્નો નકામા આપણા લોકનું થાય છે. બધેથી તેઓ પાછા પડતા જણાય છે. માનસિક બળને અભાવેજ એમ થવા પામે છે. દુનિયાના બીજા દેશે પોતાના ઉધ્ધાર માટે શું શું કર્યું છે તેની આપણને માહીતિ નથી. વળી પદ્ધતિસર અને અગમબુધ્ધિથી તથા નિઃસ્વાર્થવૃત્તિથી કાર્ય કરનારાં મંડળ નહી જેવાં જ છે. તો આવી પરિસ્થિતિમાં શું કરવું જોઇએ, કઇ પદ્ધતિએ, કાર્ય શકય છે તે દર્શાવવાનો આ લેખનો હેતુ છે.

આપણુ દેશની વસ્તીનો ૮૦% ભાગ પોતાનો નિર્વાહ ખેતી ઉપર કરે છે અને તેથી તેઓ ઘણાખરા ગામડાઓમાં રહે છે. ગામડામાં વસ્તી આછી હોય છે તથા આસ પાસ ખુલ્લી જમીન વધારે હોય છે તેથી સ્વચ્છ વાયુનો તથા મગતાસનો લાભ ત્યાં રહેતા લોકોને મળે છે, અથવા મળવો જોઇયે; છતાં ત્યાં અસ્વચ્છતા તથા રોગ પેદા કરે એવા સંજોગો ઘણા જોવામાં આવે છે. ઘરોની પાસે ઉઘાડા અને ગંધ મારતા ખાળ કુવા તથા મોરીઓ, ઘરની પાસે જ ઉકરડા તથા મૂતરના રેલા, ગામની પાસે કચરાના ઢગલા એ બધાં આરોગ્યની હાનિ કરનારાં છે. ચોમાસામાં ગામના દરેક રસ્તામાં ઘણા મોટા પ્રમાણમાં માટી એકઠી થાય છે તથા ગામની આસપાસ જ્યાં ત્યાં મોટા ગંદા પાણીનાં ખાબોચીયાં ભરાઇ રહે છે. આવી પરિસ્થિતિ કેટલાય માસ સુધી ટકે છે. આવા સ્થાનોમાં થતાં ઝેરી જંતુઓ તથા મચ્છરથી રોગો પેદા થઇ ફેલાય એમાં શું આશ્ચર્ય. આવા કારણોથી ખુલ્લી હવા તથા છુટ અને મગતાશનો લાભ નહિ જેવો થઇ જાય છે.

જેમ વહેતા પાણીની અસરથી દૂર આવેલા નિશ્ચલ તથા ખાડામાં ભરાઇ રહેલા પાણીમાં કહોવાણ તથા સડો થાય છે, તેમ આપણા દેશમાં તથા જગતમાં પ્રવર્તી રહેલા વિચાર વાતાવરણથી વિમુખ રહેતા આપણા એ દેશબંધુઓનું થાય છે. શહેરોમાં રહી ગમે તેટલું બોલીએ, ગમે તેટલું કરીએ પણ તેથી આપણે બહુ સ્થાયી કામ કરી શકીશું નહીં. બહુ તો તેથી આપણે આપણા સુશિક્ષિત વર્ગમાં કાંઇક જાગૃ[illegible]વી શકીશું. પણ આખર સરવાળે જ્યાં સુધી આ ૮૦% ગામડ[illegible] વસ્તીમાં ..

...ગળ વધી શકીશું નહીં. આમ હોવાથી આ આપણી ...ાર કરવાનો તથા તેમની સ્થિતિ સુધારી તેમનાં જીવન ...ના યત્ન કરવો ઇષ્ટ છે. આ પ્રમાણે તેમના જીવનમાં સુધારો ...રતી લાભોનો નાશ અથવા અટકાવ ન થાય તે જોવું જરૂરનું છે.

...હેતુ કેવી રીતે સિદ્ધ થઇ શકે? ગામડાના લોકોનાં જીવનનો ખ્યાલ ...ને કેવી રીતે આવી શકે? અત્યાર સુધી આપણા સુશિક્ષિત વર્ગે ...વલા તથા જડ જેવા ભલાભોળા ગામડાઓમાં વસતા બંધુઓ માટે અથવા તેમના અજ્ઞાન તથા ભોળપણનો લાભ લઇ પોતાનું પેટ ભર્યું ...ળતાથી કરવામાં જાણે કાંઇ બહાદુરી કરી હોય અથવા બુદ્ધિનો સદુપ- એમ માનેલું જણાય છે. ગામડીઆની મશ્કરી કરવી, તેની પર રોફ ...રવો, એવો વ્યવહાર તેની જોડે રાખવામાં આવેલો છે. ગામડાઓમાં જીવનના ગેરલાભો વેઠી, તેની મુશીબતો સ્વીકારી, પોતાના તે બંધુઓમાં ...ાર કરવાની હામ કોઇએ ભીડી જણાતી નથી. અજ્ઞાન તથા તેને પરિણામે ...ી ટુંકી અને સ્વાર્થી વૃત્તિ તથા ક્લેશી જીવનમાંથી તેમનો ઉદ્ધાર કરવાનું ...ધાર્યું નથી. કોઇ ભણેલાએ પોતે દુઃખ વેઠી, પોતાના જ્ઞાનનો લાભ ...ા અભણ બંધુને આપી, તેમની યત્કિંચિત્ સેવા કરવાનો શુદ્ધ ...ઙ્પ કર્યો નથી. હવે યોગ્ય સમય આવી પહોંચ્યો છે અને અજ્ઞાનાંધકારમાં ડુબેલી ...આપણી પ્રજાને તેમાંથી છોડવ્યા વગર છુટકો નથી. "ભાઇઓ, ચાલો કમર કસો, ...આપણે ગામડે જઇ વસીએ" ગામડે વસી આપણે શું કરીશું તથા શું કરી શકાય એમ ... તેનો જરા વિચાર કરીએ.

હાલ ગામડાઓમાં અજ્ઞાનને લીધે તથા બીજા ઉચ્ચ આશયોને અભાવે લોકોમાં ...રસ્પર ઇર્ષ્યા તથા અન્યોન્યનો અણુવિશ્વાસ જોવામાં આવે છે. ભેગા મળીને સ...ીને કાર્ય કરવાથી જે લાભ થઇ શકે એમ છે, તેનાથી તેઓ વિમુખ રહે છે. પો...ાના ક્ષુદ્ર જીવન સિવાય બીજા વિચારો ભાગ્યે જ તેમને આવે છે. સામાજિક કે રા...ટ્રીય ભાવના તેમનામાં નહીં જેવી જ જણાય છે. તેમનું અજ્ઞાન એવું તો ઘોરે છે કે પો...ાના ગામથી થોડેક દૂર આવેલા બીજા ગામમાં કંઇ નવીન પદ્ધતિએ ખેતી થતી હોય અથવા તેમાં કાંઇ જાણવા જેવું હોય તો તેની તેમને ભાગ્યે જ ખબર પડે છે. પોતાના ગામથી દૂર આવેલા ગામમાં અથવા દેશના બીજા ભાગમાં અથવા બીજા દેશોમાં કઇ રીતિએ કામ ચાલે છે, તેની તેમને બીલકુલ ખબર હોતી નથી. વળી એ જ અજ્ઞાનને લીધે નવીન પદ્ધતિપર કાર્ય કરતાં તેમને આવડતું નથી અને તેથી તેઓ બાપદાદાથી ચાલી આવતી પધ્ધતિએ જ કાર્ય કર્યે જાય છે. માત્ર ભાષણોથી, ઉપ- દેશથી કે પુસ્તકોના વાંચનથી આ પરિસ્થિતિ સુધરી શકે નહી. જેમ કોઇ નવીન તથા અપરિચિત માર્ગે જતાં ઘોડા તથા બળદ ભડકે છે, તેમ મનુષ્ય પણ કોઇ પોતાના અનુભવી વ્યવહારને રસ્તે જતાં ડરે છે. જો ઉત્તેજન તથા સહાનુભૂતિ તેમ જ તે માર્ગે જતો કો...નાળે તો મનુષ્ય તે માર્ગે જવા માટે પ્રવૃત્ત થાય છે. આમ હોવાથી

ગામડાની પરિસ્થિતિ સુધારવાનો માર્ગ એ જ છે કે ૯
અથવા મંડળે તેમની વચ્ચે જઇ રહેવું.

આ પ્રમાણે ગામડામાં જઇ રહેતા મેમ્બરમાં અથવા મં લાયકાત હોવી જોઇએ તથા તેમને શું કાર્ય કરવાનું છે તે । પ્રથમ તો આ કાર્ય કરનારમાં પોતાના બંધુઓ માટે નિ:સીમ જોઇએ. એમની સ્થિતિ સુધારવાનો ઉદ્દેશ એ જ તેના જીવ હોવો જોઇએ. આવા માણસે પોતાની સુજનતા તથા મમતાથી જવું તથા તેમના સુખદુ:ખમાં ભાગ લઇ તેમના સ્નેહ તથા પ્ર કરવું. શુષ્ક તથા નિષ્ઠુર અથવા સ્વાર્થી કે શોખીન મનુષ્ય આ કાર્ય છે. જેમ મધપુડો દબાવતાં તેનાં પ્રત્યેક છિદ્રમાંથી મીઠા મધની ધાર તેમ તેનાં પ્રત્યેક વાક્ય, કૃતિ અને હાવભાવમાં પોતાના બંધુઓ માટે પ્રેમ ટપકવો જોઇએ. વળી માત્ર પ્રીતિથીજ ઈષ્ટ સાધ્ય થઈ શકતું નથી. એ પ્રમાણે ભળી ગયેલા માણસે પોતાના ઉપદેશ તથા દાખલાથી તેઓના વહેમ તથા હાનિકારક રીવાજો દૂર કરી તેને સ્થાને બીજા દેશોની હકીકત સમજાવી વિવાદોર્થ રીવાજો તરફ તથા રાષ્ટ્રીય જીવનના માર્ગ તરફ તેમને દોરવા જોઇએ. આપણા દેશની શી છે, તથા સુધારવા માટે આપણા દેશના નેતાઓએ અત્યાર સુધીમાં શું શું છે તથા હાલ શું કરે છે, તથા આપણા જેવીજ સ્થિતિવાળા અથવા તેને મળ સ્થિતિવાળા દેશોમાં શું કરવામાં આવ્યું છે તે મોઢેથી કહી અથવા વાંચીને તેમને સમજાવવું જોઇએ. આ બધું કહેવા તથા સમજાવવા જેટલું જ્ઞાન તેને હોવું જોઇએ વળી એ કાર્યમાં બીજાઓ પણ તેને ઘણી સહાય કરી શકે છે. જેને વધુ અવકાશ હોય તથા જેઓ તે વિષયથી પરિચિત હોય તેમણે તે વિષયોપર લેખો લખ ગામડામાં કાર્ય કરતા સભ્ય તરફ મોકલી આપવા જોઇએ તથા પ્રસંગ પડે તો તે સમજાવવા જોઇએ.

આ ઉપરાંત બીજું ઘણું અગત્યનું કામ તે સભ્ય કરી શકે એમ છે. ખેડૂતોના સુખદુ:ખનો આધાર ખેતીની પેદાશ પર છે. જો સુધરેલી પદ્ધતિએ ખેતી કરવાના લાભ તે પ્રત્યક્ષ કરી દેખાડી શકે તો ખરેખર બીજા ખેડૂતોને પોતાની ખેતીમાં તેવો સુધારો કરવાની વૃત્તિ થાય. આ ઉપરથી જણાય છે કે ખેડૂતોની સ્થિતિ સુધારવાની ઇચ્છાવાળો માણસ જો ખેતીવાડીની કળા જાણતો હોય તો તે પોતાના કામમાં વત્તો સફળ થાય છે. જો કોઇ મંડળ આવું કામ કરવા તૈયાર થયું હોય તો તેમાં દેશી તથા સુધરેલી રીતની ખેતી જાણનાર એક માણસ હોવો જોઇએ. નાને જે જીલ્લામાં કામ કરવાનું હોય તેમાં આવા માણસે અથવા મંડળે જમીન ખરીદી લેવી જોઇએ કે જેથી તે ખેડૂતોની અંદર રહીને સ્વતંત્ર રીતે પોતાનો ગુજારો કરી શકે તથા પોતે ધારેલા પ્રયોગો કરી દેખાડી શકે. માત્ર આ પ્રમાણે પોતે નવા પ્રયોગો તથા અખતરા કરી અટકવાનું નથી, પરંતુ બીજા ખેડૂતોને ઉત્તેજીત કરી તેવા પ્રયોગો ને અજમાયસો કરવાને પ્રેરવા જોઇયે તથા તેવા પ્રયોગો કરવામાં તેમાં જેટલી

એ. પ્રથમ પ્રયાસ ઘણો અઘરો જણાશે પણ આખરે એનાથી ઘણો
કે એથી ખેડુતોની દૃષ્ટિ વત્તી વિશાલ થશે અને તેમની જીજ્ઞાસાવૃત્તિ
પ્રયોગો કરવા માંડશે. બીજા દેશોમાં ખેતી કેવી રીતે થાય છે તથા તે
સ્થિતિ કેવી હોય છે તે તેમને કહી અથવા વાંચી સંભળાવવાથી તેમ જ
પણ તેમને પાનો ચઢશે, તેઓની આંખ ઉઘડશે અને તેમના જેવા
પેઠે ખેતી કરવાની તેમની વૃત્તિ થશે.

ખેડુતો ઘણા અજ્ઞાન છે અને તેથી ઘણી ઘણી વાતોનું જ્ઞાન તેમને આપ-
. હવાની સ્થિતિ પર પાકનો આટલો બધો આધાર છે; પરંતુ હવાની
ામાં ચોક્કસ સાધન વિષે તેમને ભાગ્યે જ કાંઇ માહીતિ હોય છે. આપણે
ા કૉલેજોમાં જે વિજ્ઞાન શીખીએ છીએ તે ઘણું સ્વલ્પ તથા નીરસ હોય છે.
ત્ય જીવન જોડે તે ભાગ્યે જ સંબંધ ધરાવતું હોય છે. એ જ પદ્ધતિએ જો ખેડૂ-
ણે વિજ્ઞાનની માહીતિ આપવા યત્ન કરીએ તો આપણે કદી સફળ થઇ શકીએ
ઉષ્ણમાપક (થર્મોમીટર) વાયુભારમાપક (બેરોમીટર) તથા આર્દ્રતામાપક
ોમીટર) વગેરેના ઉપયોગથી ખેતીમાં કેટલી તથા કેવી સહાય થાય છે, તે તેમને
ક્ષ કરી બતાવવું જોઇએ. આ બધા ઉપાયોથી મહેનતના પ્રમાણમાં પેદાશ વધારતાં
મને આવડશે અને તેથી તેમની ઉપજ વધી તેમની આર્થિક સ્થિતિ સુધરશે.

અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલાં તથા જડ ઘાલી બેઠેલાં કુસંપને પરિણામે ગામડાના લોક એકસંપી કરી પોતાનો વ્યવહાર કરી શકતા નથી અને તેથી સહકાર્યનો લાભ તેમને મળતો નથી. તેઓ જાતે વેચાણો તથા ખરીદીઓ કરે છે અને તેમ કરવામાં દલાલોને હાથે જ તેઓ છેતરાય છે. જો આખું ગામ સંપ કરી એક હાથે જ પોતાની પેદાશ વેચે તો બેશક વત્તો ભાવ ઉપજે. આવી સમજણ એમ ને એમ પોતાની મેળે લોકોમાં આવવાની નથી. બુદ્ધિપૂર્વક સતત અને અવિશ્રાંત પ્રયાસ કર્યા વગર તે બની શકે એમ નથી. ઉત્તેજનથી, ઉપદેશથી, ફુલાવીને, ટકોરીને અથવા બીજી કોઇ રીતે, નિત્ય કહી કહીને તેમને આ પ્રમાણે કરવા ઉત્તેજવા જોઇશે તથા તેમનાં વૈર અને અણવિશ્વાસ કેવાં ક્ષુદ્ર કારણોપર તથા સાંકડાં મનને લીધે થયેલાં છે તે બતાવી તથા તે છોડાવાથી થતા લાભોનું દિગ્દર્શન કરાવી એ પરિસ્થિતિ સુધારવાનો સબળ યત્ન કરવો જોઇશે. આ બધી નકામી માથાફોડ કોણ કરશે? પોતાનો આનંદ તથા મોજમજાહ છોડી આ માથાફોડીઉં કાજીપણું કોણ સ્વીકારશે? ખરે જેના હૃદયમાં પોતાની માતૃભૂમિને માટે તથા પોતાના દેશબંધુઓ માટે નિઃસ્વાર્થ પ્રેમ હશે તે જ આ દુષ્કર ભગીરથ પ્રયત્ન કરવા હિંમત ધરશે તથા ઈશ્વરકૃપાથી સફળ પણ થશે. ઈશ્વર આવાં નરરત્નો મોટી સંખ્યામાં આપણા અભાગી દેશમાં પેદા કરો!

મોસમમાં ગામડાંઓમાં મોટી અડચણ એ હોય છે કે લોકોની પાસે ખેતીને માટે તથા સરકારધારો ભરવા માટે રોકડ નાણું હોતું નથી અને તેથી તેવે સમયે તે નાણાં ધીર ના અહેશાનમાં આવી જાય છે, અને પોતાનો પાક ઓછે મૂલ્યે તેને ખંડીવાળે

છે. આ મુશ્કેલી દૂર કરવા માટે એ જરૂરનું છે કે ખેડૂતો
મંડળની પાસે કાંઇ થાપણ હોવી જોઇએ કે જેમાંથી તે ધાર
ખેતરની ખર્ચ બાદ કરતાં રહેલી રકમમાં બીજા ઉમેરા કરી એક
જોઇએ કે જે સમય જતાં મોટી કરી શકાય. આ બેંકે ખેતીને માટે
ભરવા માટે ઘણે જૂજ વ્યાજે ખેડૂતોને નાણાં ધીરવાં જોઇએ. સાંસારિક
માટે નાણાં ધીરવાની પ્રથા બેંકે રાખવી નહીં. આ પ્રમાણે ધીરેલાં નાણ
તરીકે ખેડૂતનો પાક રાખવો જોઇએ અને બને ત્યાં સુધી તેના પ્રમાણ
ધીરવાં જોઇએ. આનો અર્થ એ કે ખેડૂતને નાણાં ધીર્યાં હોય તેનો
મારફત વેચાય તથા જે વેચાણ કિંમત આવે તેમાંથી ધીરેલાં નાણાં વ્યાજ
કરી બાકીની રકમ ખેડૂતને આપી દેવી. સાંસારિક કામ માટે નાણાં જ્યા
યોગ્ય જણાય ત્યાં પેલા મંડળના સભ્યોએ ખાનગી ઉધાર રકમ તરીકે આપવ
કરવાથી ભણેલા તથા જેને માટે પોતાના મનમાં સારો મત છે એવાના ઉપ
સલાહથી યોગ્યતા પૂર્વક જ જોઇતો ખર્ચ કરવાની ટેવ ખેડૂતોને પડશે. સહકારી બેંકોની સ્થાપનાથી સહકાર્યનું રહસ્ય—પોતાની જવાબદારી સ
જવી એ તત્ત્વ પ્રજામાં આવી શકશે નહીં; પરંતુ આવા સુવ્યસ્થિત તથા સહ
યત્નોથી જ સુધારો થવાની આશા છે. કેટલેક સમયે જ્યારે અમુક ગામના ખેડૂત
પોતાની જવાબદારી સમજતા થાય ત્યારે તે બેંકને સહકારી બેંકનું સ્વરૂપ આપી
દેવું જોઇએ. વળી આવી બેંકોએ માત્ર ધીરધારના જ મધ્યબિંદુઓ નહીં પરંતુ
ખેતીવાડીના શિક્ષણનાં તથા તે સંબંધી માહીતિ આપનાર સંસ્થાઓ થવી જોઇએ.
સારાં ઢોર, બી તથા ઓજારો, પાણીના રેંટ, પંપ વગેરેની માહીતિ તથા તેમને
ઉપયોગમાં લાવતાં થતા ખર્ચના અડસટ્ટા તે બેંકે લોકોની જાણ માટે તૈયાર
રાખવા જોઇએ. વળી જો બને તો કેટલાંક ઓજારો, બી, સારા પાકના નમૂના,
પાકને લાગુ પડતી જીવાત તથા રોગની માહીતિ આપનારા નમૂના, તથા રેંટ, પંપ
વગેરે સાધનોના નમુનાનું એક નાનું સંગ્રહસ્થાન આ બેંક જોડે હોવું જોઇએ. જો
આવી બેંક લોકપ્રિય થાય અને પ્રમાણિક વહીવટથી લોકના વિશ્વાસનું પાત્ર બને
તો આખા ગામનો અથવા કેટલાક ગામોનો માલ બેંકની મારફત વેચાય. આનો
લાભ એ થાય કે હાલમાં એલાહેદાં વેચાણ કરવાથી ખેડૂતો દલાલોથી છેતરાય
છે તથા એક ઘણી ઓછી તો બીજો ઘણી વત્તી કિંમતે તેવો ને તેવો માલ વેચી
આવે છે, એમ બનવા પામે નહીં, પરંતુ યોગ્ય તથા હોશિયાર માણસોની સહાયથી,
વત્તામાં વત્તા બજાર ભાવે, સારે નફે તે બધો માલ સીધો મોટી પેઢીઓ જોડે વ્યવસ્થા
કરી વેચી શકાય. વળી આવી મોટી સંસ્થા હોય તો ચાલુ ભાવની ચોક્કસ માહીતિ
પણ તારો તથા મારફતીઆઓથી મેળવી શકાય અને તેથી મક્કમપણે સારો ભાવ
લઇ વેચવાનું બની શકે.

જો આવા યત્નોથી લોકો સુધરે તો બધા ગામના લોક ભેગા મળી પોતાનું જીન પણ
ઉભું કરી શકે. હાલમાં કેટલાક અકસ્માતથી પૈસાદાર થઇ પડેલા ધનીકો જીન

...સા પેદા કરે છે. આ ગામલોકનું પોતાનું જ ...ન જ મળે. પણ જીન કહાડવામાં જોઇતો પૈસો ...વારે તેમની આર્થિક સ્થિતિ સુધરી હોય તથા તેમની ...ન્યુ હોય ત્યારે. હવે આ વિષે વિચાર કરતાં બે મોટી અડચણો સુજી ... પ્રમાણિક વહીવટ કરનાર આદમીઓ મેળવવાની તથા બીજી નીપજતા ...ઉંચણી કરતી વખતે તકરારો ઉભી થવાની. ગામડાના લોકોમાંથી જ જીન ...થા જીનનો વહીવટ કરી શકે એવો તૈયાર થયેલો આદમી ભાગ્યે જ મળી ...તેથી કોઇ સદ્વૃત્તિવાળો તથા ઇશ્વરપરાયણ બુદ્ધિથી પ્રમાણિકપણે વહીવટ ...ના માણસ અથવા મંડળ પ્રાપ્ત થાય તો જ આ બની શકે એમ છે. આવા ...અથવા મંડળનો હેતુ એવો હોવો જોઇએ કે જ્યાં સુધી ગામમાંથી કોઇ ...ાર થાય ત્યાં સુધી ગામના જ હિત અર્થે તેમના તરફથી તેણે વ્યવસ્થા કર- ...પને તે સમયમાંથી ગામની ઉછરતી પ્રજામાંથી એ કામ કરી શકે એવા માણસો ...ત્તાના છે. વળી આવા મંડળે તેવા વહીવટમાં હોશિયાર હોય એવા માણસોની ...ઇ સફળતાથી વહીવટ થઇ શકે એવા ઉપાયો યોજવા જોઇએ, અને તે ...ા કોઇ યોગ્ય યુવકને જોડે રાખી તેને તે કામમાં વ્યવહારિક શિક્ષણ આપી ...ધો કરવો જોઇએ. બીજી અડચણના પ્રસંગમાં એટલું જ કરવું બસ થશે ..., આ પ્રમાણે આખા ગામના પૈસાથી ઉભા કરેલા જીનમાં અથવા બીજી કોઇ સંસ્થામાં જે કાંઇ ઉપજ થાય તે કહાડેલા પૈસાના પ્રમાણમાં વ્હેંચી લેવી તથા કુલ ઉત્પન્નમાંથી અમુક ભાગ ગામનાં સાર્વજનિક કામો માટે જ એલાયદો કાઢી રાખવો. એ ભંડોળમાંથી ગામની સ્થિતિ સુધારવી, ગામમાં તથા ગામની આસપાસ ગંદા પાણીનાં ખાબોચીઆં ન ભરાઇ રહે તથા સારા કુવા ખોદાય તથા પ્રયોગનાં ખેતરો નીભાવાય ઇત્યાદિ ઉપયોગી કામો કરી શકાય.

આગળ જતાં ઘણાં ગામડાંઓ ભેગાં મળી પોતાનાં ખેતીવાડી મંડળો, પ્રદર્શનો, સંગ્રહસ્થાનો તથા પ્રયોગક્ષેત્રો, ડેરીઓ વગેરે સ્થાપી શકે અને એ રીતે પોતાના રાજ્યકર્તાના કાર્યનો ભાર કંઇક અંશે ઓછો કરી દેશની ઉપજ વધારી શકે.

---

